[illegible]ક નાં૦ ૭.



# મહુવામાં સ્ટીમરની તેમજ સ્ટીમરની અંદર ભોગવવી પડતી હાડમારી સંબંધી

# રીપોર્ટ.

---


છપાવી પ્રસીદ્ધ કરનારાઓ,

મેસર્સ જીવરાજ ગોકળદાસ નેણશી

અને

શંભુપ્રસાદ શીવપ્રસાદ મેતા, બી. એ.,

હિંદી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દુર કરનારી મંડલીના ઓ. જો. સેક્રેટરીઓ.


---


બોરા બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

મુંબઈ, તા૦ ૧૫-૭-૧૮. પ્રત ૧૦૦૦.

# મહુવામાં સ્ટીમરની હાડમારી સંબંધી

# રીપોર્ટ.

મહુવા ભાવનગર રાજ્યનું એક બંદર છે. ત્યાં જવા આવવા માટે બે માર્ગો છે, એક રેલ્વે તથા બીજો સ્ટીમર રસ્તે છે. રેલ્વે રસ્તે જવા માટે બી. બી. સી. આઈ. રેલ્વેમાં ગુજરાત મેલ મારફત વઢવાણ, વીરમગામ સુધી, તે પછી કાઠીયાવાડના દેશી રાજ્યોની રેલ્વે મારફત વઢવાણ, ધોળા તથા ધસા જંકસનો થઇને સાવરકુંડલા જવું પડે છે. ત્યાંથી ૩૫ માઇલ પગરસ્તે તાંગામાં જવાથી મહુવા પુગાય છે. બીજો રસ્તો સ્ટીમરનો છે. ધી બોમ્બે સ્ટીમ નેવીગેશન કું૦. લી. જેના એજંટો મેસર્સ કીલીક નીકસનની કું૦. છે તેઓ મુંબઈ અને ભાવનગર વચ્ચે સ્ટીમરો દોડાવે છે. મુંબઇથી ભાવનગર જતાં વચ્ચે જાફરાબાદ તથા મહુવા આવે છે. મહુવામાં આસરે ૧૮ થી ૨૦ હજાર માણસોની વસ્તી છે, જેમાં હિંદુ તેમજ મુસલમાનો મુખ્ય કરીને છે. શહેરથી બંદર ૬ માઇલ દુર છે. **બંદર ઉપર ઉતારૂઓ માટે પાકો ડંકો નથી, પાણીની સગવડ નથી. તેમજ આરામ લેવા માટેનું કોઈ સ્થાન નથી.** રાત્રી વખતે ચઢતાં ઉતરતાં અંધારામાં લોકોને હરકત પડે છે, છતાં **ત્યાં બતીની સગવડ પણ નથી.**

મહુવાના લોકોની પડતી હાડમારીઓથી ત્રાસ પામીને ત્યાંના મહાજને તે દુર કરી શકાય તે માટે કેવા પગલા ભરવા ઘટે છે, તે માટે આપણી સંસ્થાને તેઓએ જે અરજીઓ તા૦ ૯-૩-૧૯૧૮ તથા તા૦ ૨૨-૪-૧૮ ના દિને કરી હતી તે આ સાથે પુરવણી "ક" તથા "ખ" માં સામેલ છે.

ઉપલી અરજીઓ આપણી કમીટીની મીટીંગમાં તા૦ ૨૫-૪-૧૯૧૮ ના દિને રજુ કરવામાં આવી હતી ત્યાં તે માટે નીચે મુજબનો ઠરાવ કરવામાં આવ્યો હતોઃ—

" Honorary secretary Mr. Jivraj Goculdas Nensey unanimously deputed to go personally to Mahuva and report."

ઉપલાં ઠરાવને અનુસરીને હું ત્યાં મહુવાના એક રહીશ મી૦ વીશ્રુરામ ત્રીભોવનને મારી મદદને માટે તથા જોઇતી ખબરો પુરી પાડવાને તેડીને અહીંથી બી. બી. સી. આઇ. ના ગુજરાત મેલમાં તા૦ ૬-૫-૧૮ ના દિને મહુવા જવા રવાના થયો. અમો સાવરકુંડલા રસ્તે મહુવા તા૦ ૮-૫-૧૮ ની રાત્રીના ૧૧ વાગે પુગા. શહેર બહાર તેડવાને મહાજનનું ડેપ્યુટેશન આવ્યું હતું. તા૦ ૮-૫-૧૮ ના દિને મહાજનના શેઠીયાઓ મલવાને આવ્યા હતા, તેમને મલ્યા બાદ અમો બંદરપર ગયા હતા. ત્યાં મુંબઇથી તા૦ ૮-૬-૧૮ ની ઉપડેલી સ્ટીમર "યુનાની" જે ભાવનગર જનાર હતી તે ત્યાં આવી હતી, તેથી મછવામાં બેસી સ્ટીમરપર ગયા કે જેથી ઉતારૂઓને ચઢતાં ઉતરતાં કેવી રીતે ત્રાસ ખમવું પડે છે તે જોઈ શકાય. તે પછી મહુવાના કસ્ટમ ઓફીસર મી૦ નરસીંગદાસ પરમાનંદદાસને મલ્યા.

તા૦ ૧૦-૫-૧૮ ના દિને સ્ટીમર કું૦. ના એજન્ટ મી૦ જગજીવનદાસ કેશવજીને મલ્યા.

તા૦ ૧૧-૫-૧૮ ના દિને સ્ટીમરના એજન્ટ સાથે બીજી વખતે બંદરપર તપાસ માટે ગયા હવા, તથા સાંજે ૬ વાગે (સ્ટા. ટા.) મહુવાના નગરશેઠ વચ્છરાજભાઇ ત્રીંબકના પ્રમુખપણા હેઠળ ત્યાંનું મહાજન શેઠ નાનચંદ પોપટની પેઢીપર ભેગુ થયું, જે વખતે નીચે મુજબના ઠરાવો કરવામાં આવ્યા હતાઃ—

મહુવા (કાઠિયાવાડ) તા૦ ૧૮-૫-૧૮.

હીન્દી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દુર કરનારી
મંડળી જોગ, મુંબઇ.

નમ્ર વિનંતિ કે,

અત્રેથી મહુવા બંદર ઉપર સ્ટીમરમાં ચહડતા અને ઉતરતાં પેસેન્જરોને પડતી હાડમારી દૂર કરવા માટે આપ મંડળીને અરજ કરવામાં આવી હતી તે ઉપરથી આપ મંડળીના એ. જો. સેક્રેટરી મી૦ જીવરાજ ગોકળદાસ નેણુસીને હાડમારીનો જાતે તપાસ કરવાને તા૦ ૮-૫-૧૮ ને રોજ અહીં મહુવે આવ્યા હતા અને તા૦ ૧૧ મી માર્ચ ૧૯૧૮ શનિવારના રોજ શેઠ નાનચંદભાઈ પોપટની પેઢી ઉપર મહાજન ભેગું થઇ તે સંબંધી કેટલાક ખુલાસા કર્યા બાદ તેઓ શ્રીએ "હીન્દી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દૂર કરનારી મંડળી"ની અહીં એક બ્રાન્ચ શાખા ખોલવાની સલાહ આપતાં તે પ્રમાણે ધ્યાનમાં લઇ નીચેના અધિકારી મંડળના કાર્યક્રમ નીચે ઉપરની બ્રાન્ચ શાખા ખોલવામાં આવી છે તો હવેથી અમોને મહુવાની શાખા કમીટીના કાર્યવાહક તરીકે લેખવી. હવે પછીનાં થતાં કાર્યવ્યવહારને ટેકો આપશો અને આપ મંડળની બ્રાન્ચ શાખા તરીકે હકદાર ગણશોજી.

## અધિકારીઓ.

પ્રમુખ.

**શેઠ વછરાજ ત્રંબક.**

ઉપપ્રમુખ.

**શેઠ નાનચંદ પોપટભાઈ** દા પોતે.

ખજાનચી.

**શેઠ માધવદાસ ત્રંબકભાઈ.**

સેક્રેટરીઓ.

**શેઠ માધવદાસ ત્રંબકભાઇ.**

**મી૦ બાપાલાલ ગોરધનદાસ મહેતા.**

**શા. ગુલાબચંદ વીઠલદાસ.**

**મી૦ મણીશંકર ત્રીકમજી જોશી.**

ઓ. જોડયા સેક્રેટરીઓ,

મહુવા બ્રાન્ચ.

તા૦ ૧૩–૫–૧૮ ના સ્ટીમર "યુનાની" માં ૬–૩૦ (સ્ટા. ટા.) વાગે નીકળ્યા.

તા૦ ૧૪–૫–૧૮ ની રાત્રે બાર વાગે (સ્ટા. ટા.) મુંબઈ પુગા.

મહુવાના રહિશોને નીચે મુજબની ખામીઓ મુખ્ય છેઃ—

(૧) ભાવનગરની સ્ટીમર **ઉપડવા અગાઉ** ત્યાંનો એજન્ટ મહુવે તાર કરે છે કે **"અમુક ટાઇમે"** સ્ટીમર ઉપડશે. તે તાર મલતાં એજન્ટ ગામમાં ટંકોરાથી લોકોને ખબર આપે છે, તથા ટીકીટો દે છે અને બંદરપર લોકોને ચોક્કસ ટાઇમે હાજર થવા જણાવે છે લોકો એજન્ટના કહેલા ટાઇમે બંદર કે જે ૬ માઇલ દુર છે ત્યાં જાય છે.

ભાવનગર ખાતે ધારેલા વખતની અંદર જો માલ ચઢી ન જાય તો સ્ટીમર ૧૨ કલાક બીજા પાણી ચઢે ત્યાં સુધી ખોટી રહે છે. ઘણી વખતે તો **મહુવે તાર મલ્યા પછી ૨૪ કલાકે પણ ભાવનગરથી ઉપડતી નથી.** ભાવનગરનો એજન્ટ પોતાની મરજી મુજબ તાર કરી સ્ટીમર ઉપડવાનો ટાઇમ બદલાવે છે, જેથી લોકોને ડંકા ઉપર તેમજ જો પાણી ઘટી જવાના હોય તો મછવામાં બેસી દરીયામાં કિનારાથી દુર ૨૪ અથવા ૩૬ કલાક બેસી રહેવું પડે છે.

(૨) જ્યારે પાણી બહુજ ઓછા હોય છે ત્યારે બંદરથી દુર દરીયામાં છાલકા પાણીમાં મછવાઓ રહે છે, અને ત્યાંસુધી પગે જઈ પછી મછવામાં બેસાય છે. કિનારાથી મછવા સુધી જવા માટે **અણીવાલા ખીલા માફક તીક્ષણ ધારવાલા પત્થરોના કાતરોડાપરથી ચાલવું પડે છે.** પુરૂષવર્ગ તો જોડા પહેરે છે તેમાં પણ ગરીબવર્ગ તેમજ સ્ત્રીઓને તેપરથી ઉઘાડે પગે ચાલવું પડે છે, તે દ્રષ્ટ જોતાં ખરેખર કમકમાટ ઉપજે છે. નાના બચ્ચાંઓ તેમજ સામાનના બોજાઓ સહિત સ્ત્રીઓને સારા સ્થળેથી ચઢવાનો બીજો માર્ગ ન હોવાથી તેપર ચાલવું પડે છે **તે ખરેખર ગરીબવર્ગ ઉપર ઘાતકીપણું ગુજારવા સરખું છે.** લગભગ ૮ થી ૯ વરસ ઉપર સ્ટીમર કુાં૦. અને ભાવનગર સ્ટેટ વચ્ચે કરાર થયાનું મને કહેવામાં આવ્યું છે જે ઉતારૂઓ મછવામાં બેસે તે મછવાઓને બંદરપર ખેંચી લાવવા તથા સ્ટીમરપર લઈ જવા માટે એક સ્ટીમ

લોચ રાખવી અને તેના ખર્ચના માટે દરેક ટીકીટે ચાર આના વધુ લેવા, પણ ભાવનગર દરબારે ઉતારૂઓને બંદરપર સુકા પગે એટલે કે એક પગ મછવામાં અને બીજો પગ બંદરપર રહે તેવો બંદોબસ્ત કરવો.

ઉતારૂઓ પાસેથી ૪ આના વધુ લેવાય છે છતાં દરબારે બંદર સુધારવાને કશું કર્યું નથી જે શોચનીય છે.

(૩) ઉતારૂઓ પાસેથી સ્ટીમ કું૦, લીધેલા પૈસા માટે જે ટીકીટ આપે છે તેમાં મુંબઇથી મહુવાબંદરના કિનારા સુધીનો ભાડાનો તેમાં સમાવેશ કરેલો હોય છે, તે ઉપરાંત ઉતારૂઓનો સામાન પણ સ્ટીમર કું૦. ના નોકરો ઉતારી આપે.

આમ હોવા છતાં ત્યાંના એજન્ટની વલણ જુદી હોય એમ જણાય છે. સ્ટીમરપરથી મોટા મછવામાં લાવે છે પણ તે મછવા બંદર નજીક ન રાખતા પાણીમાં દુર રાખે છે, તેમ કરવામાં તેનો લાભ સમાયલો છે એમ મને તપાસપરથી સ્પષ્ટ જણાયું છે. પછી ૪ જણા ઉપાડે તેવા ખાટલામાં બેસાડી દરેક જણ દીઠ એક આનો લે છે, તથા સામાન માટે દરેક દાગીના દીઠ એકથી બે આના લે છે. એજન્ટ પોતાના ખાસ રાખેલા મજુરો સિવાય બીજાને આવવા દેતો નથી. અને તેમ કરવા માટે તેનો સ્વાર્થ સમાયલો જણાય છે, જેથી ઘણી વખતે મજુરો મરજી મુજબના ભાવો લે છે અને ઉતારૂઓને ત્રાસ આપે છે.

(૪) ઘણી વખતે મધ્યરાત્રીએ મછવામાં બેસી આવવું તથા જવું પડે છે, તે વખતે બંદરપર કે મછવામાં બતીની સગવડ નથી માત્ર એકાદ હુરીકેન ફાનસ એજન્ટ રાખે છે, પરીણામે માલ ચોરાઈ જાય છે, અને અંધારી રાત્રે મછવામાં ગીચોગીચ પુરૂષો પાસે સ્ત્રીઓને અંધારામાં બેસવું પડે છે, તેમાં ઘણી વખતે તેઓની આબરૂને પણ ધોકો આવે છે એમ મેં સાંભળ્યું છે. પવિત્ર હિંદ દેશની સ્ત્રીઓને આ સ્થિતીમાં એક ઘડી પણ રહેવા દેવી ન જોઇએ.

(૫) બંદરપર લોકોને વિશ્રાંતી લેવા માટે છાપરૂં પણ નથી. ત્યાં એક તુટેલું છે જે નહિ જેવું છે. તેમજ લોકો પાણી પીવા માટે ટલવલે છે, કેમકે ૬ માઇલ દુર ઘેરથી ૨૪ કલાક અગાઉથી નીકળ્યા

હોય અને ગરમીના દીવસોમાં તૃષા વધુ લાગવાને લીધે પાણી ખલાસ થઈ જાય છે. ત્યાં **પાણીનું એક પરબ છે પણ તે તો દરેક પાણીના ઘડા દીઠ એથી ચાર આના લે છે.** પૈસા દેવા છતાં ઘણી વખતે પાણી નથી મળતું.

(૬) મછવા બે મોટા તથા એક નાનું મલી કુલ ત્રણ છે. ઉતારૂઓ તથા માલ સાથે લઈ જવામાં આવે છે. સ્ટીમરપર પુગ્યા પછી પહેલા ઉતારૂઓને ઉપર ચઢાવે છે, અને આવેલા ઉતારૂઓને મછવામાં ઉતાર્યા બાદ **મછવાઓ બાર બાર કલાક સુધી દરિયામાં સ્ટીમર પાસે પડી રહે છે,** કેમકે બીજા મછવામાં માલ ઉતારવાનું હોય છે.

## ચાલુ વ્યવસ્થામાં શું સુધારાઓ થવાની જરૂર છે?

(૧) ભાવનગરના એજન્ટે સ્ટીમર ઉપડયા પછીજ તાર કરવી. તાર હમેશાં "Urgent" રૂ. ૧) વાલી કરવી.

મહુવાના એજન્ટે ઉતારૂઓને સ્ટીમર આવવાનો ટાઇમ હાલમાં જેમ ૪-૬ કલાક અગાઉનો આપે છે, તેમ ન આપતાં ખરેખરો ટાઇમ આપવો. આ સંબંધમાં સ્ટીમર કું૦ એ બંદોબસ્ત કરવો ઘટે છે.

(૨) ભાવનગર દરબારે પોતાની રૈયતની સગવડને ખાતર પાકા બંદર બાંધવો જોઇએ છે. પેસેન્જરો પાસેથી ૪ આનાનો જે વધુ દર છેલા ૮-૯ વર્ષથી લેવાયો છે તેનું મોટું ફંડ થયું છે, તેમાંથી પણ ડંકો બાંધી શકાય તેમ છે. **"પ્રજા પાસેથી લીધેલો કર પ્રજાના લાભ માટેજ ખરચાવવો જોઇએ છે."**

મછવાઓ બંદર નજીક આવે તે માટે બે રસ્તાઓ છે.

(ક) કાતરોડવાળા ભાગને લીસું કરાવી તે ઉપર પાકું બાંધકામ કર્યાથી મછવાઓ તેની પાસે આવી ઉભશે.

(ખ) કાતરોડથી થોડે દુર ખડકનો એક મોટો પત્થર દરિયામાં નીકળી આવ્યો છે, તે પત્થરને કોતરીને ત્યાં સીડી જેવું થાય તેમ છે, અને ત્યાંના દરિયાના ભાગમાં એક નહેર જેવું ખોદી આસપાસ ભીંત બાંધવાથી મછવાઓ તે રસ્તેથી છેક તે સીડી સુધી આવી શકે તેમ છે.

(૩) એજન્ટે મછવાઓ કિનારા નજદીક લાવવા જોઇએ. જો તેમ ન બની શકે તો સ્ટીમર કું૦ ને લખી પગારદાર માણસો રાખી ઉતારૂઓને ખાટલામાં બેસાડી કિનારે ઉતારવા. મજુરો મન માનતા પૈસા લે છે, પરંતુ કિનારે માલ ઉતારી આપવા સ્ટીમર કું૦ ની ફરજ છે, તો તે માટે એજન્ટે પગારદાર માણસો રાખવા જોઇએ. મારી જાતી તપાસ દરમ્યાન જણાયું છે કે:—

**"ખાટલા તથા મજુરોને મલતા પૈસાઓ એજન્ટે રાખેલા માણસો વસુલ કરે છે, તે પછી "Half and Half" પોતાનો હિસ્સો તેમાંથી કાપી લઈ બાકીના તેઓને આપે છે."** સ્ટીમર કું૦ એ આ બાબત લક્ષ દેવાની જરૂર છે.

(૪–૫) બંદર ઉપર રાત્રે બે કીટસન લાઇટની તેમજ મછવામાં વધુ બતીઓની ખાસ જરૂર છે. વળી ત્યાં પાકું બાંધણીનું છાપરું સ્ત્રીપુરૂષો માટે જુદું હોવું જોઇએ, **રૈયતને પાણી વિના ટળવળવું પડે છે તે કેટલું શોચનીય છે?** આ સંબંધમાં ભાવનગરના દરબારે તાકીદે પગલાં ભરવાની જરૂર છે.

(૬) એજન્ટે સ્ટીમરપરથી ઉતારૂઓ મછવામાં બેસે કે તરતજ તેઓને સ્ટીમ લોંચ સાથેજ મોકલી આપવા. માલ ઉતરે ત્યાં સુધી કલાકો સુધી ઉતારૂઓને દરિયામાં રાખવા ન જોઇએ. વળી માલ તેમજ ઉતારૂઓને સાથે લેવા નહિ. માલ માટે જુદા મછવાની જરૂર છે. મછવાની સંખ્યા થોડી છે, તે માટે એજન્ટે સ્ટીમર કું૦ ને લખેલ છે તો કું૦ એ તરતજ વધુ મછવા આપવા ઘટે છે. **એજન્ટે કોઇપણ વખતે અને ગમે તેવા સંજોગો વચ્ચે પણ જે નાનું હોડકું બે ત્રણ માણસ બેસી શકે તેવું છે તેમાં ઉતારૂઓને ઉતારવા નહીં.**

ગઈ તા૦ ૨૧–૨–૧૮ ના દિને તે મછવામાં ત્રણને બદલે છને ઉતારવામાં આવતાં તે ઉંધું વળી ગયું હતું, પરીણામે **મી૦ મણીલાલ હરજીવન નામનો ૩૦–૩૨ વર્ષનો લોવાણો ડુબી ગયો હતો.** સ્ટીમર કું૦ એ આ બાબતમાં સખ્ત હુકમો કાઢવા ઘટે છે.

# ઉપસંહાર.

મહુવા શહેર ભાવનગર સ્ટેટમાં વેપારનું મોટું સ્થળ છે. ત્યાંના દરબાર સાહેબ, દીવાન મી૦ તન્ના સાહેબ, વગેરે અમલદારો ઉપલી હાડમારી રૂબરૂ જોઈ ગયા છે. મારૂં ત્યાં જવાનું નકકી થતાં ભાવનગરના કસ્ટમ વહીવટદારે મહુવાના વહીવટદારને મહાજનની શું શું ફર્યાદો છે તેની તપાસ કરી રીપોર્ટ કરવા લખેલ, તેણે મહાજનને બોલાવી રીપોર્ટ કર્યો છે. મહુવાથી સ્ટીમર કું૦ એ પણ પોત્તાનાં એજન્ટની પાસેથી રીપોર્ટ માગ્યો છે, એમ મને કહેવામાં આવ્યું છે. આ પરથી સમજાય છે કે ના. મહારાજા સાહેબ આ બાબતમાં પગલાં લેવા માંગે છે, જે માટે મહુવાની પ્રજાએ ખુશી થવું જોઇએ છે. જો ત્યાં બંદર બાંધવામાં આવે તો રેલ્વે રસ્તો દુર હોવાથી પ્રજા સ્ટીમરમાં વધુ પ્રમાણમાં આવ જા કરશે, વળી ત્યાં વેપાર પણ વધવાથી રાજ્યને પેદાશ વધી શકશે. જો દરબાર શ્રી આ કાર્ય ઉપાડી લે તો ત્યાંનું મહાજન પણ યથાશક્તિ મદદ કરે. વળી સ્ટીમર કું૦ ને પણ ફાયદો થાય માટે તેપણ સારી રકમનો ફાળો આપે. આ સંબંધમાં ભાવનગર દરબારે તાકીદે પગલાં ભરવાની અને પ્રજાની હાડમારી દુર કરવાની ઘણી જરૂર છે. મી૦ તન્ના જેવા લોકપ્રિય દીવાનસાહેબના વખતમાં મને ખાત્રી છે કે મહુવાની પ્રજાને જોઇતી સગવડો જરૂર મલી જશે.



# સ્ટીમરની અંદર ભોગવવી પડતી હાડમારી.

## મુંબાઇની ગોદીમાં ગુજરતો જુલમ—સામાન મેળવવા પડતું ત્રાસ.



ઉતારૂઓનાં મછવાઓ કીનારેથી ઉપડયા પછી જ્યારે સ્ટીમર પાસે આવે છે, તેમજ જ્યારે સ્ટીમરમાંથી મછવામાં ઉતરવું હોય છે, ત્યારે ઉતારૂઓના મનની અસર તદ્દન ઉશ્કેરાઈ ગયલી જણાય છે. બિચારી સ્ત્રીઓ જેઓ બાલબચ્ચાંઓ તેમજ સામાન સહીત સ્ટીમરપર ચઢવાની હોય છે તેની મનની સ્થિતી અર્ધગાંડા માણસ જેવી થઈ ગયલી મેં જોઇ છે. મછવામાંથી સ્ટીમર ઉપર ચઢવા તેમજ ઉતરવા માટે એકજ સીડી હોય છે. આમાં જેઓ મજબુત બાંધાના હોય છે તેઓ તો તરતજ સપાટાબંધ ચઢી ઉતરી જાય છે. બાકીનાઓ ધીરે ધીરે ચઢે ઉતરે છે. સ્ટીમરપર ઉતારૂઓ ચઢી યા ઉતરી ગયા પછી સામાન મજુરો લાવે છે, તેમાં પણ જેઓ મજુરોને વધુ પૈસા આપે તેને તે અગાઉથી મલે છે. સ્ટીમરપર ઉતારૂઓ ચઢી યા ઉતરી ગયા પછી જે દરવાજે માલ ચઢતો યા ઉતરતો હોય ત્યાં સર્વે ઉતારૂઓ પોતાના માલ આવવાની રાહ જોતા ઉભા હોય છે, તે દરવાજા ઉપર મજુરો માલ લાવીને ગમે તેમ—ભાંગી જાય કે ફાટે તુટે તેની દરકાર કર્યા વિના—ફેંકી દેછે. **અહિં સ્ટીમર કં૦ નો કરાણી ઉભો હોય છે તે માલને લાતો મારી દુર ફેંકેછે, આ પદ્ધતી તદ્દન બંધ પાડવીજ જોઇએ,** અને જે ઉતારૂ મછવામાંથી ચઢે યા ઉતરે તેનો સામાન મજુરોએ પહેલા તેનીજ સાથે લઈ જવો. આ રીત જો દાખલ થાય તો ઉતારૂઓને ત્રાસ ન થાય તેમજ સ્ટીમરને પણ વધુ વખત રોકાવવું ન પડે. ઘણી વખતે ઉતારૂઓનો સામાન ઓછો થયલો જણાયો છે. મછવાવાલાઓ પણ ઘણી વખત નાનો સામાન છુપાવી દે છે. આ બાબતમાં મી૦ કુંવરજી લાલચંદે તા૦ ૧૦-૫-૧૮ ની કરેલી અરજી આ સાથે પુરવણી "ગ"માં સામેલ છે. ઉતારૂઓ તો બિચારા સામાન મુકી સ્ટીમરપર ચઢી જાય, પછી તો જે સામાન મજુરો લાવે તેજ ખરૂં. મેં

**માલ ઓછું મલવાની ફરિયાદ કરાણીને કરતાં એક સ્ત્રીને સાંભળી હતી, કરાણીએ તેના જવાબમાં તેને ધક્કો માર્યો હતો,** જેથી તે બાઇના સગા અને તેની વચ્ચે ખટપટ થતાં કેપ્ટન પાસે વાત ગઈ, કેપ્ટને તો જવાબ દીધો કે "મને કાંઈ ખબર ન પડે." ઉપલા કરાણીએ મહુવાના એજન્ટને હુકમ કર્યો કે **"આ માણસોને પાછા મહુવે લઇ જાઓ, અમો તેડી જઈશું નહી."** તે માણસ કોઇ લશ્કરમાં નોકર હતો. કોઇ મક્કમ મનવાળો અને હુશિયાર હતો તે તેની સામે થયો અને ઉતર્યો નહી, પણ કેપટન તથા કરાણીએ તો તેને ઉતારવા સર્વે બનતા ઉપાયો લીધા હતા કરાણીએ તો કહ્યું જે **"અમો તમને મારી નાંખીએ તોપણ તમારાથી બોલાયજ નહી." હિંદી સ્ટીમરોમાં હિંદી ઉતારૂઓની સ્થિતી કેવી દયાજનક છે?**

## ખોરાક સંબંધી ફર્યાદ.

સ્ટીમરમાં હિંદુ મુસાફરો માટે ખોરાક પુરો પાડવા માટે જે ખાતું રાખવામાં આવે છે તે જાણવા લાયક છે. સાંભળવા પ્રમાણે કીલીકનીક્ષન કું૦ ના હસ્ત આ કું૦ આવી તે અગાઉ ખોરાક આપનાર મહારાજનું ખાતું સ્ટીમરના કેપટન હસ્તક હતું. પરંતુ હાલમાં તો તે માણસ વિરૂદ્ધની ફર્યાદ કપટનને કહેતાં તે કાન આડા હાથ દે છે, કેમકે તે ખાતું કંપનીના પોતાના હસ્તક છે. એક માણસને ખાવાનું આપવું કે નહિ, શું ભાવે આપવું, સારૂ દેવું કે ખરાબ તે સત્તા તે મહારાજના હાથમાં છે. ટુંકમાં **સ્ટીમરમાં ૫૦૦-૬૦૦ ઉતારૂઓના જીવનની ચાવી એક અજ્ઞાન અને લોભી મહારાજના હાથમાં રહે છે.**

સ્ટીમર કું૦ એ માલના ભાવો નક્કી કર્યા છે, પણ તે શું છે તે જાણવા માગતાં મહારાજ બતાવતો નથી. તે કહે છે કે ભાવોનું લીસ્ટ તો મુંબઇમાં છે. તે બાબત કેપ્ટનને કહેતાં તે કહે છે કે "અમને શું ખબર કું૦ને પુછો" શો વિચીત્ર જવાબ! **બીચારા મુસાફરોને મનમાનતા ભાવો આપ્યા છતાં ગંધાતા અને વાસી ખોરાકપર જીવવું પડે છે.** વળી તેઓ મરજી મુજબનાં ભાવો લેછે. અને જો કોઈ તે માટે વાંધો લે

છે તેને માલ આપતો નથી. મારી પાસે તે સંબંધી ઘણી ફર્યાદો આવતા કેપ્ટનને મેં કહ્યું પણ તેણે તો કાન આડા હાથ રાખ્યા. મેં જે ઓરડર આપ્યું હતું તેનો માલ આપવા તે રાજી ન હતો કેમકે મેં કેપ્ટનને કહ્યું હતું, પણ આખરે ફરજીયાત તેને તેની ના મરજી છતાં દેવું પડયું હતું, તેણે મેં આપેલા ઓરડર માટે કહ્યું જે માલ ખલાસ થઈ ગયો છે. તેની પાસે ઘઉંનો લોટ પુરી માટે, ચણાનો લોટ ભજીયા માટે, બટેટા કે ફ્રુટ કાંઈ ન હતું. માત્ર કાંદા છે. આ હકીકત તેણે મહુવામાં ચઢતાંજ મારા માણસને કહી. હજી લોકોને ૨૪ થી ૩૦ કલાકની મુસાફરી કરવી હતી અને તેની પાસે સામાન તો હતો નહીં. તેણે કહ્યું જે આ છેલી વખતે સ્ટીમર મુંબઈ જાય છે તેથી માલ નથી રાખ્યો, પરંતુ છેલી વખતે ૫૦૦–૬૦૦ ઉતારૂઓ ખાય શું ? મારી પાસે જે ફર્યાદો આવી છે તેમાં મી૦ શંભુલાલ નરોતમદાસે તા૦ ૧૪–૫–૧૮ ની કરેલી અરજી પુરવણી "ઘ" માં સામેલ છે.

## અમલદારોની આપખુદી.

પહેલા તથા બીજા વર્ગની ટીકીટ લઈ ચઢનારને જગ્યા માટે બહુ ત્રાસ થાય છે. જેઓ વધુ પૈસા આપી સારી સગવડવાલી જગ્યા માટે ઉંચા વર્ગની ટીકીટ લે છે તેઓની સ્થિતી મને દુઃખદાયક જણાઈ છે. સ્ટીમરના અમલદારો કરાણીથી તે છેક કેપ્ટન સુધી ત્રીજા વર્ગની ટીકીટ વાલાને બીજા વર્ગની જગ્યામાં અને બીજા વર્ગવાલાને પેહેલા વર્ગની જગ્યામાં સર્વેની જાણ હોય તેવી રીતે મુસાફરી કરવા દે છે. તેઓ આવી રીતે મુસાફરો પાસેથી મોટી રકમો મેલવે છે. દરેક મુસાફરી વખતે તેઓ "Half to Half" ની વેપાર ચલાવવાની રીત ચાલુ રાખે છે. આ મુજબ હોવાથી બીજા તથા પહેલા વર્ગના મુસાફરો ફર્યાદ કરતા હતા કે અમે વધુ પૈસા આપ્યા છતાં બીજાઓને શા માટે અમલદારો ઘુસાડે છે? સ્ટીમર કું૦ આ મુજબ મોટી નુકશાની કરે છે.

## કરાણીની મારાપર થયલી ખફ્ગી.

જ્યારે મારી પાસે આ હકીકત કેટલાક ઉતારૂઓ લાવ્યા ત્યારે મેં તપાસ કરવા માંડી, કરાણીને તેની ખબર પડી. તેણે હવે મને સપાટામાં લઈ પજવણી શરૂ કરવા માંડી. હું ફર્સ્ટ કલાસ કેબીનમાં હતો. મારા

કલાર્કની ટીકીટ સેકન્ડ ક્લાસની હતી, તે મારી પાસે અવારનવાર આવતો હોવાથી કરાણીએ તે માણસની ટીકીટ કેબીનની માંગી. મેં તેને કહ્યું જે તે મારો નોકર છે, તેથી તે મારી પાસે આવે જાય તેમાં કાંઈ ખોટું થયું નથી. તેણે ન માન્યું. મેં કેપટનને કહયું કે કરાણી શા આધારે પૈસા માંગે છે. કેપટને કહ્યું કે **"હું કાંઈ કરી શકું તેમ નથી;"** ટીકીટની બાબતમાં તો કરાણી કરે તે ખરૂં. તમો હાલ પૈસા આપી પછી કુાં૦ ને અરજ કરી પૈસા પાછા લેજો" મેં કહ્યું ઠીક છે. હું તે કરીશ પણ તે પહેલા "મારી ફર્યાદ તમો નોંધી લ્યો તથા જે ઉતારૂઓ સાથે મારો નોકર બીજા વર્ગમાં બેઠો તથા સુતો હતો તેમની જુબાની સાક્ષીમાં લઇ લ્યો, પછી હું કુંપનીને જે લખવું ઘટશે તે લખીશ." **"તેણે તેમ કરવાની ચોખ્ખી ના કહી અને કહયું જે અમને ફુરસદ નથી, મુંબઈ પાસે આવે છે, દરિયામાં સુરંગો ગોઠવેલી હોય છે, તેની સંભાલ લઉં કે તમારી તપાસ કરૂં. ૫૦૦-૬૦૦ માણસોની જીંદગી માટે હું જોખમદાર છું. સીધે-સીધા પૈસા આપી દયો નહિ તો હેરાન થશો."** મેં કહ્યું કે "હું જોઉં છું કે મારી પાસેથી કોણ પૈસા લઈ શકે છે?"

## સામાન તથા માણસને અટકાવ્યા.

મુંબઇ આવતાં કરાણીએ પાછા પૈસા માંગ્યા, મેં તેજ જવાબ દીધો તેણે સામાન અટકાવ્યો મેં કેપ્ટન પાસે જઇ કહ્યું જે મારો સામાન હું મુકી જાઉં છું તેની રીસીટ લખી આપો. તેણે તેમ કરવા ના કહી જેથી મારા માણસને સામાનના ચાર્જમાં રાખી હું સ્ટીમરમાંથી ઉતરી ગયો. કેપ્ટને મને તેડવા માણસ મુકયો, અને હું ત્યાં ગયો તેણે ફરીથી પૈસા ગુપચુપ ભરી દેવા કહ્યું, મેં ના પાડી. તેણે સ્ટીમર કુાં. ના એક કલાર્ક જે બંદર પર આવ્યો હતો તેને બોલાવી મારૂં નામ ઠામ લખી જવા દીધું. **મને ૧ કલાક ખોટી રહેવું પડયું હતું.** મને શા આધારે તેઓએ ખોટી કર્યું તે બાબત કંપની પાસેથી જવાબ લેવાની ખાસ જરૂર છે. આવીજ રીતે અસંખ્ય ઉતારૂઓને તેઓ ત્રાસ આપી પૈસા કઢાવે છે.

## મજુરોની લુટ!

સ્ટીમર મધ્ય રાત્રીએ ૧૨ વાગે મુંબઈ પુગી. અંધારી રાત હતી અને ઉતારૂઓને તેડવા કોઈ આવ્યા ન હોવાથી તેમજ મજુરો પણ થોડા હોવાને લીધે તેઓએ મનમાનતી લુટ ચલાવી. તેઓ પગારદાર હોવા છતાં દરેક દાગીના દીઠ **માત્ર ચાર આના** લેતા હતા ઉતારૂઓ ન આપે તો શું કરે?

## વિકટોરીયા ગાડીવાલાઓનો જુલમ.

### મુંબઇથી ભાવનગરનું સ્ટીમરભાડું અને ગોદીથી ભુલેશ્વરનું વિકટોરીયાભાડું એક સરીખું!

મધ્ય રાત્રીએ ખટારા કે વિકટોરીયા કયાંથી હોય? છતાં ૮–૧૦ વિકટોરીયા હતી. ઉતારૂવર્ગની સંખ્યા ૫૦૦–૬૦૦ હતી. ત્યાં ૮–૧૦ ગાડીનું શું હિસાબ? **ગાડીભાડું તે વખતે કોટ માટે રૂ. ૩) ભુલેશ્વર અથવા કાલબાદેવી રૂ. ૪):ગીરગામ રૂ. ૫) ને વાલકેશ્વર રૂ. ૬)** હતું. અને તેપણ વલી અગાઉથી રોકડા આપો તોજ બેસાડે. આ ભાવ વધુ હોવાથી કેટલાક ઉતારૂ ગોદીબહાર જઇ બીજી ગાડી લાવ્યા. તેને પોલીસ દાદાએ અટકાવ્યા. **જે ગાડીવાલા પોલીસની વૃતીને અનુકુલ થયા હતા તેનેજ તેઓ અંદર જવા દેતા હતા.** હું ક્રાફર્ડ મારકેટ સુધી પગે રાત્રે ૧ વાગે ગયો અને સ્ટેન્ડપરથી એ વિકટોરીયા લાવ્યો. પોલીસે તેને અટકાવી મેં તેના નંબર માગ્યા અને પોલીસ કમીશનર મી૦ વીન્સેન્ટ સાહેબને ફરીયાદ કરવા જયારે કહયું ત્યારે પાછા હટયા. તે પછી તો ઘણા ઉતારૂઓ બહારથી ગાડી લાવ્યા. હું કોટમાં ગયો, ત્યાં તો ગાડીવાલાએ ત્રણ ત્રણ રૂપીયા માગ્યા કેમકે તેઓએ ગોદીએ મંગાતા ભાડા જોયા હતા. મેં દરેકને દોઢ દોઢ રૂપીયો આપવા કહયું, તેઓએ તે ન લીધું. તેઓએ પોલીસ સીપાઇને તેડી લાવ્યા. મેં તેમના નંબરો તથા ગાડીના નંબરો લખી લઇ કહયું જે "હું ભાડાના પૈસા પોલીસ કમીશનરની ઓફીસે મોકલીશ." તેઓને જો મારી સામે કામ ચલાવવું હોય તો તે માટે મારૂં નામ તથા શરનામું લખી દીધું. મેં આ બાબતની ફરીયાદ પોલીસખાતાને

કરી, તેણે રૂ. ૧।ાનું ભાડું દરેક ગાડીનું વ્યાજબી હોવાથી તે મને મોકલી દેવા લખ્યું, જે મુજબ તેને મોકલી દીધું છે. તે સંબંધી ચાલેલ પત્રવ્હેવાર આ સાથે પુરવણી "ચ" માં સામેલ છે.

## કસ્ટમ નાકાપર મુસાફરોને સીપાઇઓનો ત્રાસ.

સ્ટીમરથી ઉતરતા મુસાફરોનો સામાન ઘડીયાલવાલા નાકાપર કસ્ટમ ઓફીસર તપાસે છે. અહીં વિચીત્ર રીતીએ કામ લેવાય છે કસ્ટમ ઓફીસર સાહેબ ઓફીસના ઓટલાપર ખુરશીમાં બેઠા બેઠા ચીરૂટ ફુકતા હોય છે. તેઓ સાહેબ તો ઉઠીને માલ તપાસવા તસ્દી લેતાજ નથી. તેઓએ પોતાની (ડ્યુટી) "duty" ફરજ ઓફીસના હમાલને તેમજ પોલીસ સીપાઇને સોંપેલી હોય છે. **ના. સરકાર તેમને પગાર શા માટે આપતા હશે? જેવી રીતે તે સાહેબ પોતાની "duty" ફરજ હમાલોને સોંપે છે તેવીજ રીતે પોતાને મલતો પગાર તેઓને શા માટે આપી દેતા ન હશે વારૂ?** આ હમાલો ઉતારૂ આવે એટલે પહેલા જરા રોફથી "**સામાન ખોલો**" કહી પોતાની ધાક બેસાડવા પ્રયત્ન કરે છે, તે અવાજની અસર સામા માણુસ ઉપર કેવી થાય છે તે જુએ છે. જેઓ તરત સામાન ખોલે છે તેને તો "**જાવ**" કરી રજા દે છે, પણ જેઓ ગભરાઇને આમ તેમ જુએ છે તેને આસ્તેથી કાનમાં કાંઈ છુપો મંત્ર કહે છે, અને જેઓ તે મંત્રને માની તેઓને રાજી કરે છે તેઓ તો તરત રવાના થઈ શકે છે. બાકીનાઓને તો તેની પેટી, ખાવાનું, પાણીનો હાંડો, બીછાનું બધું છોડાવી સામાન હાલ હવાલ કરી ૧૫-૨૦ મીનીટ પછી "**જાવ**" કરી લાચારીએ જવા દે છે.

આ લોકો જે કોઇ ગાડીમાં જાય છે ત્યારે વધુ રાજી હોય છે. મારી ગાડીઓ જતાંજ કેમ એક શિકાર હાથમાં આવ્યું ન હોય તે મુજબ ૪-૫ જણા સાથે બોલી ઉઠયા "શેઠ આલે, શેઠ આલે" મને જોઈ કહેવા લાગ્યા "**શેઠ પાનસોપારી દયા મંગ જાવા.**" મેં કહયું મારી પાસે કાંઈ સામાન નથી. ત્યારે તેઓ માંહેલા એકે રૂબાબથી કહયું "શેઠ કુઠેસુન આલે હય!" મેં કહયું "મી મહુવાસુન આલા હય" તેણે કહયું "મંગ તુમી સામાન ખોલા" આ પરથી હું ઉતરી

ઓફીસના ઓટલે બેઠેલા ઓફીસર પાસે જઈ માલ તપાસી જવા કહયું. તેઓ સાહેબ માલ જોઈ "જાવ" કહી પાછા ગયા. મારી સાથે આંબા હતા, જયારે હમાલોને કાંઈ ન મલ્યું ત્યારે તેઓએ મારા માણસને કહયું "એક એક આંબા દયા શેઠજી" તે તેમને ન આપવામાં આવ્યા. આપરથી સમજાશે કે **તેઓ નાની મોટી જે કાંઈ વસ્તુ અથવા પૈસા મલે તે માટેજ ત્યાં ઉભા હોય છે, તેમની દાનત આવી લુંટ ચલાવવાનીજ હોય છે.**

મુંબઇના બારામાં મધ્યરાત્રે બાર વાગે અંધારામાં સ્ટીમર આવે છે, અને તે વખતે ઉતારૂઓને ઉતારે છે, તે રીતી નાપસંદ કરવા યોગ્ય છે. જો સ્ટીમર ૧૧ વાગા (સ્ટા. ટા.) પછી બારામાં આવે તો ઉતારૂઓ ઉતારવા નહીં જોઇએ. તેઓને સવારના અજવાલું થયા પછીજ ઉતારવા હાલમાં તો રાત્રે ૧૨–૧ કે ૨ વાગે સ્ટીમર જયારે પણ આવે છે ત્યારે ઉતારૂઓને ઉતારે છે. સ્ટીમર તરત ખાલી કરવા તેઓ ધાંધલ કરે છે, જેમ થવું ન જોઇએ. **રાત્રે ઉતરવાથી મજુરો, ગાડી તથા કસ્ટમપર મનમાનતી લુટ ચાલે છે. પોલીસ કમીશનર સાહેબ, મુંબઈની વીકટોરીયાવાલા મુંબઇથી ભાવનગર જઈ આવે એટલું ભાડું ભુલેશ્વર જવા માટે માગે છે તે માટે તપાસ કરશે કે કેમ? કસ્ટમના નાકાપર હમાલો લુટ ચલાવે છે અને મોટા પગારવાલા પ્રજાના નોકરો જેઓ ચીરૂટ ફુંકતા બેસી રહે છે, તે માટે ના. સરકાર તપાસ કરશે કે? મજુરો છડેચોક મુસાફરો પાસેથી પૈસા ઠરાવ્યા પછીજ માલ ઉપાડે છે, તે માટે સ્ટીમર કુંપની તપાસ કરશે કે કેમ?**

સ્ટીમરમાં હિંદુઓ માટે વીસી રાખવામાં આવી છે તેના ભાડ માટે સાંભળવા મુજબ એક અંગ્રેજને કંત્રાકટ આપેલ છે, અને કુાં૰ સારી જેવી રકમ તેની પાસેથી વાર્ષિક ભાડાની લે છે. આ ગૃહસ્થ વીસીવાલા બ્રાહ્મણને ભાડે આપે છે. આવી રીતે કુાં૰ ને ભાડો આપવો પડતો હોવાથી માલના ભાવ ભારે હોય છે, વલી માલ હલકો મલે છે. બ્રીટીશ ઇંડીયા સ્ટીમ નેવીગેશન કુાં૰ ની સ્ટીમરો જે કચ્છ અને કરાંચી તરફ ફરે છે તેમાં વીસીવાલા પાસેથી ભાડુ લેવાતું નથી. એમ

મને ખબર મલી છે જો તે વાત ખરી હોય તો શા માટે આ કું૦ વીસીવાલા પાસેથી ભાડું વસુલ કરે છે? કું૦ એ આવી રીતે પૈસા મેલવવા અને તે પણ એક દલાલ રાખીને લેવા યોગ્ય નથી. આથી મુસાફરોને ત્રાસ ખમવું પડે છે, અને વધુ પૈસા આપી આરોગ્યતાને નુકશાન કરે એવો હલકો માલ મેલવવો પડે છે, આ વીસીવાલા વિરૂદ્ધની ફરીયાદ કેપટને સાંભળવી જોઇએ તે માટે કું૦ એ તેને સતા આપવી ઘટે છે.

આ સંબંધમાં આપણી કમીટીને મારી અરજ છે કે આ સંબંધી પત્રવ્યવહાર લાગતાવલગતા સાથે ચલાવી સ્ટીમરના ઉતારૂઓને રાહત આપવા બનતું કરશે. **પ્રજાને મારી નમ્ર અરજ છે કે તેઓએ નામર્દ થઇ હલકા નોકરોની મરજીને તાબે થવું ન જોઇએ, તેઓએ પોતાની ફરીયાદો અમારી કમીટીને લખી મોકલવી જેથી તાકીદે તપાસ કરી ઘટતું કરવામાં આવે.**

**કમીટીએ આ બાબત ના. ગવરનરને કાને લાવવાની તેમજ ધારાસભામાં રજુ કરવાની ખાસ જરૂર છે.**

લા૦ આપનો વિશ્વાસુ,

**જીવરાજ ગોકુળદાસ નેણસી,**

ઓ. જો. સેક્રેટરી.



## પુરવણી "ક"

મહુવા, તા૦ ૯-૩-૧૮, શનિ.

**હિંદી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દૂર કરનારી મંડળીના સેક્રેટરી સાહેબ.**

મુ૦ **મુંબઈ.**

અમો નીચે સહી કરનાર મહુવાની પ્રજા આપ શ્રીને નમ્રતાપૂર્વક અરજ કરીએ છીએ કે:—

૧. મહુવા એ એક કાઠિયાવાડનું બંદર છે ત્યાંથી મુસાફરોને મુંબઈ. જાફરાબાદ અને ભાવનગર જવા તથા તે બંદરોથી મહુવે આવવા માટે "મુંબઈ સ્ટીમ નેવીગેશન કંપની" તરફથી સ્ટીમરો ફરે છે.

૨. મહુવા બંદરથી ચડવા જનાર તથા ઉતરનાર પેસેંજરોને ચડતાં ઉતરતાં નીચે પ્રમાણે હાડમારી વેઠવી પડે છે. તે કંપની તરફથી પેસેંજરોને ચડવા ઉતરવાનાં પૂરતાં અને સારાં સાધનો ન હોવાથી માણસોને ડુબી જવાનાં અકસ્માતો બને છે તો તે હાડમારી દૂર કરવા અહીંની પ્રજાની આપ મંડળને અરજી છે.

૧. અહીં સ્ટીમર આવવાનો ટાઇમ અચોકસ જણાવી ફક્ત આવવાની છે તેવી ખબર ટોકરાથી અહીંને તે કંપનીનો એજંટ આપે છે અને ટીકીટ લઇ જનાર પેસેંજરો તે ટાઇમે સુચના અનુસાર બંદર ઉપર હાજર થાય છે, કોઈ ટાઇમે સ્ટીમર આવેલ ન હોય તેથી ઉતારૂઓને વખતે બાર બાર કે ૨૪ ચોવીસ કલાક પડયું રહેવું પડે છે. તા૦ ૨૩-૧૨-૧૯૧૮ ના રોજ ભાવનગરની મુંબઈ જનારી સ્ટીમરનો મહુવે તાર મળ્યો અને તે રૂએ મુંબઈ, જાફરાબાદ જનાર પેસેંજરો ટીકીટ લઈ બંદર ઉપર સવારના ૫ વાગે ચડવા ગયાં અને તે પેસેંજરોને ૨ થી ૨॥ વાગ્યાની સ્ટીમર આવવાની વકીએ મછવામાં ચડાવી દીધાં તે પછી સાંજના ૬ વાગે તે કંપનીના એજંટને ભાવનગરથી બીજો તાર મળ્યો કે સ્ટીમર આજે રાતના છુટી ત્યાં આવશે એથી લોકોને આખો દિવસ અને આખી રાત તડકો અને સખ્ત ટાઢમાં પેશાબ પાણીની દયાજનક મુસીબતે મછવામાં ગોંધાઇ રહેવું પડયું અને બીજે દિવસે સવારનાં ૮ વાગે સ્ટીમરમાં ચડવાનો પેસેંજરોને છુટકો થયો.

૨. બંદર ઉપર પહોંચ્યા પછી કિનારેથી મછવામાં ચડવા માટે અહીંથી તહીં અને તહીંથી અહીં દોઢ બે માઇલના અંતર વચ્ચે દરિયાના સખ્ત કાતરોડામાં પેસેંજરોને ચલાવી જેમ સવડ પડે તેમ લઈ જાય છે અને તેથી કાત્રોડાની અંદર ચાલતાં પગ ચીરાઈ જાય છે છતાં તે મુસીબતો સહન કરવી પડે છે.

૩. પછી એક ખાટલો ૪ જણ ઉપાડી લઈ આવે છે તેમાં પેસેંજરોને બેસાડે છે, અને દરેકજણ દીઠ ખાટલાની મજુરીના ચાર પૈસા મછવામાં ચડતાં અને ઉતરતાં લેવામાં આવે છે.

૪. રાતે સ્ટીમર આવે છે તો અંધારામાં માલની ચોરીઓ ભાંગ પછાડ અને હાડમારી થાય છે એટલે કીનારે બતીની સંપૂર્ણ જરૂર છે.

૫. ઉતરનાર પેસેંજરોને પ્રથમ મછવામાં ઉતાર્યા પછી એક નાનું હોડકું રાખે છે તેમાં બેસવા ફરમાવે છે અને હોડકું નાનું હોવાથી વખતે ઉંધું પડી જઇ માણસો પોતાનો અમુલ્ય જાન ખોઈ બેસે છે, ગઇ તા૦ ૨૧–૨–૧૮ ના રોજ દિવસના ૩ વાગે મુંબઇથી આવનાર સ્ટીમરના પેસેંજરો પૈકીનું એક હોડકું ઉંધું વળી ગયું અને તેમાંના ૬ એ માણસો દરીઆમાં પડી ગયા જેમાંના ૪ માણસો બચ્યાં એક લાંબે વખ્તે હાથ આવ્યો તે ઇશ્વર કૃપાથી બચ્યો અને છઠ્ઠો માણસ કે જેનું નામ "મણીલાલ હરજીવન" જાતે લુવાણા જેની ઉમર ૩૦ થી ૩૨ વર્ષની હતી; તેમની ધોબારી મોહલ્લામાં મુંબઇમાં સોપારીની દુકાન છે તે ગ્રહસ્થ પોતાના વાણોતરને પરણાવવા આવતાં આવી દયાજનક રીતે પાણીમાં ડુબી મરણ પામેલ છે તે આગમચ લાંબે વખ્તે એમજ હોડકું ઉંધું વળવાથી ૩ માણસોના પ્રાણ ગએલા છે

૬ કિનારેથી મછવા ધસડી સ્ટીમર પાસે લઇ જવાને કંપની તરફથી એક લોંચ રાખવામાં આવી છે તેના ચાર આના ટીકીટ ઉપરાંત લોંચ ચાર્જ તરીકે લેવામાં આવે છે તે લોંચ ફકત ચડનાર પાસેંજરોના મછવાને વખ્તેજ મદદ આવે છે નહિ તો તે કિનારે ચાલી આવે છે તેથી મછવા ડોલાનાં ડોલાનાં ગમે ત્યારે કિનારે પહોંચે છે.

૭. તે સિવાય રાત્રે કે દિવસે ચડનાર કે ઉતરનાર પેસેંજરો પાસેથી કિનારા ઉપર રાખેલાં મજુરો સખ્ત લુંટ ચલાવે છે એટલે કે એક નાની ચીજ ઉપાડવાના બે ચાર આના મરજી મુજબ લે છે તે પ્રમાણે મજુરોનો સખ્ત જુલમ છે.

૮ મછવામાં ચડનાર પેસેંજરોને બેસાડયા પછી લગભગ બાર બાર કલાક દરિયામાં રાખે છે અને સ્ટીમર બહુજ મોડી આવે તેથી સખ્ત હેરાનગતી, નુકસાની અને અકસ્માત વગેરે ભોગવવાં પડે છે. વગેરે વગેરે એવી હાડમારી પેસેંજરો માથેથી દુર થાય તેવી પ્રજાની આપ પાસે અરજ છે અને છેલ્લે એવી પણ અરજ કરીએ છીએ કે, આપ મંડળના ઓ. જો. સેક્રેટરી જીવરાજ ગોકળદાસ નેણસીએ સદરહુ બંદર ઉપર થતી હાડમારીનો સીન જાતે જોઇ જવાની પણ પ્રાર્થના કરીએ છીએ. હાલ એજ.

શેઠ વછરાજ ત્રંબક,
દોસી છગનલાલ લવજીભાઈ
વીગેરે વીગેરે.

## પુરવણી "ખ"

મહુવા. તા૦ ૨૨–૪–૧૮.

હીંદી વેપારીઓ અને ઉતારૂઓની હાડમારી
દુર કરનારી મંડળી જોગ,
મુ. મુંબઈ.

અમો સહી કરનાર મહુવાની પ્રજા આપ મંડળને નમ્રતાપૂર્વક અરજ કરીએ છીએ કે આપે અમારી એક અરજી પ્રજા મિત્ર અને પારસીના તા૦ ૨૧–૩–૧૯૧૮ ના અંકમાં મહુવા બંદર ઉપર થતી હાડમારી દૂર કરવા માટે નોંધ લઈ પ્રસિદ્ધ કરેલ છે તે માટે અમે મહુવાની પ્રજા આપ મંડળનો ઉપકાર માનીએ છીએ અને તે માટે અમો તેવી બીજી પણ ફરિયાદ સ્ટીમ નેવીગેશન કંપની સામે જણાવવાની ખાસ

ફરજ પડે છે તો તેને નિગાહમાં લઇ આપ મંડળ બનતી ત્વરાએ પ્રજા ઉપરનું એવું દુઃખ દુર કરાવવાને મે. કરશો. તા૦ ૧૧-૪-૧૮ ના રોજ સાંજના તે કંપનીના મહુવાના એજંટને ભાવનગર ઓફીસથી તાર મલ્યો કે સ્ટીમર આજે રાતના છુટીને ત્યાં આવશે તે પ્રમાણે પેસેંજરો ટીકીટ લઇ રાતના ૧-૧ાા વાગે બંદર ઉપર ગયાં અને આપેલા ટાઇમ મુજબ સ્ટીમર ન આવે તો તા૦ ૧૨-૪-૧૮ ના દિવસના ૧ વાગે તે કંપનીના મહુવાના એજન્ટને બીજો તાર મળ્યો કે સ્ટીમર આજ છુટીને ત્યાં આવશે તેથી ચડવા ગએલા પેસેંજરોને તા૦ ૧૩-૪-૧૮ ના ૬ વાગે સ્ટીમર મલી અને તેથી ૩૬ કલાક દયાજનક રીતે ગુજારવા પડયા આવી રીતે સ્ટીમ નેવીગેશન કંપની અચોકસ અને અનિયમિત જુઠો તાર આપી અનેક વખત લોકોને હેરાન કરે છે એટલુજ નહિ પણ એવા અજ્ઞાનપણાથી લોકોના અગત્યના લાભને કેટલી બધી હાની પહોંચે એ પણ ભૂલવું જોઇતું નથી છતાં તેઓ એવી પોતાની કસુર સુધારવાને નેવીગેશન કંપની ધ્યાન આપતી નથી. સ્ટીમરમાં બેસવા જનાર લોકો પોતાની સ્થિતિ પ્રમાણે એકાદ બે દિનું ભાતું પાણી લઈ ગયાં હોય છે તેમાં પણ એક મજાહ થાય છે કે કેટલાક લોકો તો સામાન આગળથી મછવામાં મોકલાવી આપે છે અને સ્ટીમર ન આવતાં જરૂર પડે પાછો મંગાવી આપવામાં આવતો નથી. જેઓની પાસે કિનારા ઉપર ભાતું પાણી હોય તેઓ ઉપયોગમાં લે અને જેને ખપતું હોય તેવા માણસને આપે એટલે પાછળ ખાવાનું પણ ન રહે એટલે પુરી કમબખ્તી થાય છે.

કિનારા ઉપર લોકોને રાતવાસો ગુજારવાને તેવી જગો પણ બાંધેલી નથી કે જ્યાં લોકો રહીને આવો વિપત્તિનો વખત પસાર કરે. છતાં તે કરવો પડે છે. જેઓને પોતીકા સાધનની સગવડ હોય તે તો ૭ માઇલ દુર શહેરમાં જાય પણ બાપડાં ગરીબ વર્ગનાં માણસો માંડમાંડ ટીકીટ ખર્ચની સગવડ ગયા હોય તેમની શી દશા થાય.

અમે કહીએ છીએ કે નેવીગેશન કંપની આવી પોતાની બેદરકારીથી લોકોને સહાય આપવાને બદલે પૂર્ણ હાય લે છે.

અમારી ઉપરની દલીલ ધ્યાનમાં લઇને આ બંદર ઉપર થતી હાડમારીનીજ અગવડો જણાવી છે તે દુર કરાવવાને અમારી સાવિનય નમ્ર પ્રાર્થના છે.

**શેઠ વછરાજ ત્રીંબક** દા. પોતે.
**શેઠ નાથા પ્રેમજી** દા. પોતે.
વીગેરે વીગેરે.

## પુરવણી "ગ"

મહુવા, તા૦ ૧૦-૫-૧૮.

**મે. હીંદી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દુર કરનારી મંડળીના ઓ. જો. સેક્રેટરી.**

હું નીચે સહી કરનાર આપને નમ્ર અરજ કરૂં છું કે હું તા૦ ૧-૫-૧૮ ને દિવસે બોમ્બે સ્ટીમ નેવીગેશન કું. ની સ્ટીમર યુનાનીમાં સ્ટાન્ડર્ડ દશ વાગતા મહુવા આવવા સ્ટાર્ટ થઈ મહુવા તા૦ ૨-૫-૧૮ ની સાંજના સ્ટીમર બારામાં આવ્યા પછી હું તા૦ ૩-૫-૧૮ ની સવારે. બીજા પેસેંજરોની સાથે મછવામાંથી કીનારે ઉતર્યો જેમાં મને મધ્યરાત્રી પછી આખી રાત્રી મહુવા મછવામાં રહેવું પડયું હતું કીનારે આવી મારો સામાન સંભાળતાં એક લોખંડનું ટીપ બારણા સાથેનું કે જેમાં એક સ્ટવ તથા બીજો પરચુટન સામાન ભરેલો હતો જેની કીંમત લગભગ રૂા. ૨૦) ની હતી તે ગુમ થયું જાણ્યું મેં તથા મારા ફેમીલીએ બધી જગોએ કીનારે સંપુર્ણ તપાસ કરતાં કોઈ જગ્યાએ પતો લાગ્યો નહીં તે સંબંધી એક કાર્ડ તા૦ ૩-૫-૧૮ ના કંપનીને એક કાર્ડ લખ્યું છે છતાં તેનો જવાબ નથી. આ બાબત અમોએ એજન્ટને રૂબરૂ જણાવ્યું છતાં તેમના તરફથી પણ કંઈ જવાબ નથી તો આવી અમોને હાડમારીને સારૂ કાંઈ ઘટતું કરશો. એજ વિનંતી.

મુંબાઇનું ઠેકાણું:—
**મુળજી જેઠા મારકેટ, ચોક,**
ડાયાભાઈ છગનલાલની દુકાને.

લી૦ સેવક,
**કુંવરજી લાલચંદ,**
મહુવાવાળા.

## પુરવણી "ઘ"

તા૦ ૧૪–૫–૧૮.

### હીંદી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દુર કરનારી મંડળી જોગ.

જત અમો મહુવાંથી મુંબઇ બી. એસ. એંડ કંપનીની સ્ટીમર "પુનાની"માં તા૦ ૧૩–૫–૧૮ ના ત્રીજા વર્ગના ઉતારૂ હતા. અમો સ્ટીમરમાં રહેતા રસોઇવાળાને તા૦ ૧૩ મીની રાતના ચા તથા પુરી આપવા ના કહ્યું તેણે પુરી આપી નહિ માત્ર ચા આપી તેથી ચાના કપનો એક આનો કર્યો.તા૦ ૧૪ મીના સવારના પાંચ કપનો ઓર્ડર કર્યો તેણે કપ દીઠ બે આના માગણી કરી; કારણ કે દુધનો ડબો ખલાસ થઇ ગયો છે એમ તેણે અમને કહ્યું જેથી અમે દુધના ચાના કપ એક લઇ તેના બે આના આપ્યા તથા બાકીના ચાર કપ દુધ વગરનાના એક આના પ્રમાણે પીધી બપોરે અમોએ ચારેક કપ મંગાવી (દુધવાલી) તેનો એક આનો લીધો આ પ્રમાણે મરજી મુજબના ભાવો લે છે જેથી ઉતારૂનો બહુ ત્રાશ થાય છે તેની તપાસ કરશો.

લી૦ **શંભુલાલ નરોતમદાસ મહુવાવાલા.**
ઠેકાણું—મુળજી જેઠા મારકીટમાં ધણીયા ગલી,
શેઠ છોટાલાલ અમીલાલની દુકાને.

## પુરવણી "ચ"

To, Bombay 17th May 1918.

G. SHEWRING, Esq.
Inspector in charge.
P. L. C. L. Deptt.
Bombay.

Dear Sir,

I hereby draw your kind attention to the following fact and hope you will do needful in the matter.

I was a traveller in S. S. "Punani" of B. S. & Co. from Mahuva to Bombay on 14-5-18 My Steamer reached Bombay harbour at 12 midnight. There were few victoria in the dock, but they wanted Rs 4 for going in Fort, and Rs. 5 for Pydhonie.

I went near Crawford Market and got two victorias having Nos. 2138 and 402 went in dock, put my luggage in and came in Fort, Bohra Bazar Street.

I gave each of them Rs. 1-8 but they refused and wanted Rs. 3 each. then I told them to see the license book and pay accordingly, but neither they gave me the book to see nor they accepted the charges. Both of them began to speak very loudly and to abuse us on public road. The residents of the building got up and requested them not to disturb them, then they began to quarrel with them about one hour.

Later on they brought two policemen Nos. 1265A and 1086A to whom I and others who were present told everything and were willing to pay according to their license but they denied, so I told the policemen that I will send the amount to Mr. Vincent, Commissioner of Polic, but afterwards I came to know to apply to your Deptt, hence I request you to let me know what are the charges from Crawford Market to Dock to Bazar Gate Street, Public stand.

On hearing from you, I will send you the amount.

I should like to know what steps you are going to adopt as they have disturbed the public at mindnight on public roads, I have witnesses to move the same.

Your sincierly

Hon. Joint Sec.

Head Police Office.

Dear Sir, Bombay, 21st May 1918.

Yours of the 17th Inst.

The legal fare including detention and extra luggage is Rs. 1/8 each. I should be glad, if you will send Rs. 3 in all to this Office for transmission to the drivers Hack Victorias Nos. 2138 and 402, who have, however, been dealth with departmentally for demanding excess fare.

Yours truly,
(Sd.) G. W. SHEWRING.
Inspector in-charge,
P. L. Ch. Dept.

To

Jivraj G. Nensey Esq.,
Bora Bazar Street. Fort, Bombay.

COPY.

To Bombay 27th May 1918

G. SHEWRING Esq.,
Inspector in-charge,
P. L. C. L. Deptt.,
Bombay.

Dear Sir,

I beg to acknowledge receipt of your favour of 21st inst. and remit you herewith the amount of Rs 3 (Three) as desired by you to be paid to the drivers of Victorias Nos. 2138 & 402.

I shall thank you if you will please let me know what steps you have taken against these drivers for making loud noise & busing us in the public.

Awaiting your faverable reply.

Yours sincierly,

Hon Joint Sec

# શ્રી જીવદયા જ્ઞાન પ્રસારક ફંડ.

(ઑફીસ ૩૦૯, શ્રૉફ બજાર,—મુંબઈ નં૦ ૨.)



દેશની આબાદીનાં સાધનરૂપ તથા મનુષ્ય જાતીને જુદી જુદી રીતે ઉપયોગી થનારાં ગરીબ, નિર્દોષ, નિરાધાર અને મુંગાં પરોપકારી પ્રાણીઓની ખોરાક, શિકાર, ધર્મ, અને ફૅશન વિગેરે માટે જુદી જુદી રીતે જે હિંસા થાય છે તેમાંથી તેઓને બચાવીને જીવતદાન આપવાના મુખ્ય આશયથી મુંબઈમાં શ્રી જીવદયા જ્ઞાનપ્રસારક ફંડ સ્થાપવામાં આવ્યું છે.

આ સંસ્થાના પ્રયાસથી સંખ્યાબંધ લોકોએ માંસાહાર સદાને માટે છોડી દીધો છે અને અને જુદા જુદા પ્રકારની હિંસાઓ પણ બંધ કરી છે. સંખ્યાબંધ દેશી રાજ્યોમાં ઠરાવો પસાર કરાવી ધાર્મિક હિંસા બંધ કરાવી છે.

ઉપરાંત મનુષ્યો જાતિનાં દુઃખો ઓછાં કરવા તથા તેને ઉપયોગી થવા માટે આ સંસ્થા પ્રયાસ કરે છે તેને શ્રીમંત તથા દયાળુ ગ્રહસ્થો મદદ કરે એવી પ્રાર્થના છે.


લલ્લુભાઈ ગુલાબચંદ ઝવેરી,

ઑનરરી મેનેજર.

૩૦૯ શ્રૉફ બજાર
મુંબઇ નં૦ ૨.

# નામદાર ગોખલેના

## ભાષણોનું ગુજરાતી ભાષાંતર.

### ભાગ ૧ લો.

કીં૦ દશ આના.



મળવાનું ઠેકાણું:—

ધી હોમરૂલ લીગ.

નં૦ ૨૫૧, હોર્નબી રોડ, કોટ, મુંબઈ.